# રૂપસીંહ નાટક.



પ્રસિધ્ધ કરનાર.

## જીવણલાલ પરભુદાશ મેહેતા.





**સુરત.**

નાણાંવટ ફીદાબક્ષ છાપખાનામાં

છાપ્યું.

---

સંવત ૧૯૪૨. શને ૧૮૮૬

કીમ્મત ૧॥ આનો.

## રૂપશીંહ નાટક. ૨૫૯૭

### પાત્રના નામ.

**રૂપશીંહ** ..... ..... .........ચંદ્રાવતી નગરીનો રાજા
**રૂપ શુંદરી** ..... ..... ......તેની ધણીયાણી
**અમરસીંહ** ......................તેનો છોકરો
**ગુણશુંદરી**......... ..........અમરસીંહની ધણીયાણી
**નુરબખશ** ......................વેશીયા
ચાકર નફર સભાસદો વગેરે

### (અંક ૧ પેહેલો)

### (પ્રવેશ ૧લો

સુત્રધાર પ્રવેશ કરેછે અને સઘળા ગ્રુહસ્થોને વિનંતી કરેછે, અહો સદ ગ્રહસ્થો આજ તમને જોઇને હું પ્રણોજ્ય પુરો થયોછું. આજે તમોએ આવીને મને ઘણો આભારી કીધોછે. હવે મારે વિનતી કરવાની એટલીજ છે કે હું એક નાનો સરખો નાટક ભજવી બતાવવાને ધારૂંછું માટે મેહેરબાનીકરી સાંભલવાની તસદી લેશોજી.

(આ વાતચીત થાયછે એટલામાં વીદુશક પ્રવેશ કરેછે.)

### .. અંક ૨ બીજો.

સુત્રધાર—અહો વીદુશક તું આજ ક્યાંથી ભુલો પડયો.
વીદુશક— અરે ભાઇ મારી બઇરીએ મને કહીમુકીયો તે આવું કરૂ
સુત્રધાર— ત્યારેસું સ્ત્રીની જાત એટલી બધી જબરી થાયછેકે
વીદુસક— You do not know the જાત ofસ્ત્રી (યુ ડુ નોટ નો ધ જાત ઓફ સ્ત્રી)
સુત્રધાર— Go away (ગોઅવે)તારી પતરાજ હું જાણુંછું કે તને આટલી ભાષા આવડેછે. સાંભળ આપણે ત્યારે આજે સ્ત્રીની જાત

ઉપરજ નાટક ભજવીએ.

વીદુશક— ચાલો ત્યારે, આપણે ક્યાં નાછે. પણ આજે પહેલી આ પણે ગણપતીની સ્તુતી કરીયે

(ત્રોટક)

ગજાનના હો ગણાધીપતી, સ્તુતી કરીયે નમીરે નમી;
દયા તમે હમ ઉપર કરજો, અરજ હમારી કાને ધરજો;
મદદ માગી નાટક આરંભીએ, નમી નમીને સ્તુતી હમે કરીયે;

(એટલામાં ગજાનંદ પ્રવેશ કરેછે)

## (અંક ત્રીજો ૩)

સુત્રધાર અને વીદુષક ગજાનંદને ચર્ણ નમેછે અને વીનંતી કરેછે.

ગજાનંદ—મારી સ્તુતી તમે કેમ કરી

સુત્રધાર —હમે એક નાટક કરવા ધાર્યોછે માટે તેમાં તમારી મદદ

ગજાનંદ— તથાસ્તુ  પડદો પડેછે  (જાયએછે.

## સરસ્વતી પ્રવેસ કરેછે

થથાક થઇથઇ થથાક થઇથઇ થથાક થઇથઇ
તોમતોમ ધીક તોમ ધીક ધીક તોમ, તોમ ધીક તોમ ધીકતોમ ધીક,
ધીકથાં ધીકથાં ધીક ધીક થોમ, થોમ થોમ થા થોમ થોમ થોમ

સરસ્વતી જાયછે

## પ્રવેશ બીજો

## અંક ૧લો

રૂપસીંહ, દરબારીયો, પ્રધાન એ સઘળા બેઠાછે અને ઘણાએક કેસ ચાલેછે એટલામાં રાજાને ઘણી ભુખ લાગવાથી તે રાજ મેહેલ માં દાખલ થાયછે

રાજા— અહો મારી પ્યારી સુંદરી આપણો છોકરો ઘણોજ ખરાબ

ચાલ ચાલેછે એવું મેં સાંભળ્યુંછે
રાણી— કેમ તે કેવી ચાલનોછે
રાજા— તે ઘણીજ ખરાબ ચાલનો છે.
રાણી— તોએ પણ.
રાજા— તે એક વેશીયા, કે જેનુ નામ નુરબસછે તેની સાથે પ્યાર
રાણી—અહોહો (એકદમ રાણી મુરછા ખાઈ જાયછે) (માં પડયોછે.

(સરા રારે–એ રાહ)

(રાજા) પ્યારી મારી તું ઉઠ વહેલી, તદંન શોક જ તું મેહેલી.
કાંઇ વાત આપણે તેને કહીશું, સઘળી તેની ટેવ મુકાવીશું.

(એકદમ રાણી મુર્છામાંથી બેઠી થાયછે)

રાજા— રાણી આટલી બધી ઘાભરી સીધને બનીજાયછે.
રાણી— ઘાભરી બનીજાઉ એમા કંઈ નવાઈ નથી.
રાજા— મેં એક સારો ઉપાય શોધી કાડયોછે તે એકે આપણે એની
વહુને બોલાવીયે એટલે એ, એ બધી વાત મુકી દેશે.
આ વાતચીત થાયછે એટલામાં ખાવાને વાસ્તે બ્રામણ બોલાવા
આવ્યો.
બ્રામણ— રાજાજી અત્રે આવતો થયાછે પણ હજુસુધી કુંવર ઘરમાં
નથી. (એમ કરતાં ૧૨ થયા ત્યારે કુંવર આવ્યો.

## અંક બીજો ૨

રાજા— અમરસીંહ અત્યાર સુધી કાહાં હતો
અમરસીંહ— ફરવાગયો હતો
રાજા— સાથે કોણ હતું
અમરસીંહ— આપણા ગામના નગરસેઠનો છોકરો જુલચંદ.
રાજા— કયાં ફરવા ગયાહતા
અમરસીંહ— નગરની બહાર

રાજા— ચાલ જુઠું બોલનહીં ખાલી જુઠું બોલીને પરમેશ્વરનો ગુ-નો કરેછે તું જાણતોનથીકે ખોટું કામ આપણે કર્યાએતો પરમેશ્વર ગુસ્સે થાયછે પણ તુંતો પાછો વળી જુઠું બોલેછે એટલે બમણો ગુનેગાર થયો પણ જા,જવાદઉંછું હવેથી તારી ચાલ સુધારીને ફુલચંદની દોસ્તી છોડીદે. (એટલું કહીને રાજા ખાવા ગયા અને ખાઇને સુવાને ગયા હવે રાણી પોતાના છોકરાને શીખામણ દેછે.

**(રાણી)** (મારા મીત્ર દુઃખી નહીં થાઉં)

સ્ત્રીની જાત તું તો નથી જાણતો; મનમા કંઈ ખંતે કેમ નથી લાવતો
તું તો થયો હવે ઘણો મોટો, તને અક્કલનો નથી કાંઇ ટોટો
તારા બાપજો ગુસ્સે થસે, તો દેસનીકાલ તને કાઢશે;
માટે જોઇ વીચારીને ચાલ, કોઈના મનમાં માઠું નહીં આણ;

એટલું કહીને મા તથા છોકરો બેઉ જણ પોત પોતાના ઓરડામાં જાયછે. (બીજે દીવસે અમરસીંહની વહુ આવી અને જ્યારે વહુ-એ અમરસીંહને ઠપકો આપવા લાગી ત્યારે અમરસીંહ એકદમ મારવા લાગ્યો)

## અંક ત્રીજો ૩

એવી રીતે ઘણા દીવસ થયા ત્યાર બાદ છોકરો ફરીથી ફરવા ગયો પણ ચાર દીવસ સુધી લાગ લાગટ આવ્યોજ નહીં રાજા ઘણો ગુસ્સે થયો અને રાજાએ એક ચાકરને પેલી વેશીયાને ત્યાં તેડવા મોકલ્યો પેલો ચાકર ગયો અને બાહારથી બુમ પાડી ત્યારે અમરસીંહે તેને ઉપર બોલાવ્યો ચાકર ઉપર જઇને જુવેછેતો અમરશીંહ તથા ફુલચંદ બન્ને મઝામાં પડ્યાછે પેલો ચાકર આમ તેમ સઘળો ઠાઠમાઠ જુવેછે એટલામાં પેલી વેશીયાએ કાંઈ નિશાનીકીધી પણ પેલો ચાકર બાહતો કંઇસમજ્યો નહીં એટલામાં ફુલચંદ તરવાર લઇને દોડીગયો અને જેવો મારવા જાયછે એટલામાં ચાકર બારીએથી કુદીપડ્યો ઘણુંજ વાગ્યું પણ શું કરે! પડતાનીસાથે હજારે માણસ ભેગાથયા અને તેને કચેરીમાં મોકલાવી દીધા.

રાજા— અહ્યા ભગવાનસીંગ શું થયુ.

ભગવાનસીંહ— કાંઇ નહી સાહેબ.

રાજા— નાના બોલીદે. (ત્યારે ભગવાનસીંહે પેહેલેથી છેલ્લે સુધી જે બન્યુ હતુ તે બધું કહી દીધું. રાજાએ એવાત સાંભળીને એકદમ પંદર શીપાઇને બોલાવ્યા અને તેમને કહ્યું કે —એકદમઅમરસીંહ, ત્થા ફુલચંદ ત્થા નુરબઅશને બાંધીને પકડી લાવો.

સીપાઇઓ એકદમ ગયા અને ત્રણેજણને પકડીને કચેરીમાં લાવ્યા

## અંક ૪થો

રાજા— કોઈ હાઝર છેકે

એટલામાં કોઈ લાલાયા, જમાલીયા હશે તે બોલીઊઠયા. હા સાહેબ હાજર છઇએ

રાજા— આ ત્રણેને એકદમ તોપને ગોળે ઊડાવી દો

સીપાઇ— હા, સાહેબ

આ હુકમ સાંભળી સઘળી સભા થર થર ધ્રુજી રહી કોઈની બોલવાની હામ ચાલતીનથી અને રાજા ઘણાજ કોપાયમાન થયાછે એટલામાં રાણી આવી તેપણ ઘણીજ ગુસ્સે થઈ હતી અને વળી મા તેથા હેત કાંઈ જાયુ નહી તેથી તે બોલી ઊઠી

**રાણી**— (રાગ ઈંદર સભાનો)

આટલી વખત રાજાજી મારી તરફ જુવો
જાણી જોઇને પોતાના છોકરાને નહીં ખુવો

રાજા— ચાલ હવે બસ થયું બોલવાનું બંધકર, તારે મરવુ હોયતો તુંપાણ સાથે મર

## અંક પાંચમો ૫

રાણી ત્થા સઘળા સભાસદો વીનતી કરેછે એમ જાણી રાજાએ કુંવરને કહ્યુંકે જો તું પંદરદીવસમાં તારી ચાલ સુધારસે તો ઠીક, નહીં તો સોળમે દાવશે દેશવટો દઇશ.

(રાજા તથા ફુલચંદને વાંદ વીવાદ)

રાજા— ફુલચંદ તું તારી ચાલ કેમ છોડતો નથી

ફુલચંદ— સાહેબ આપના છોકરાની સોબતમાં પડવાથી બગડયો પણ આજપછી આવું કામ નહીં કરૂં

રાજા— પણ કર્યુ તેનુ શું

ફુલચં— હું માફ માગું છું.

રાજા— આજે માફ કરૂં તો કાલે પાછું તું એવું કરશે

ફુલચંદ— નહીં કરૂં સાહેબ.

**રાજા**— (અરેલાલ દેવ ઈસતરફ જલદી આ- એ રાહ)

આટલી વખત માફ તુજનેછે આજ, ફરીથીજો કરશેતો નહી રાખુંલાજ

**ફુલચંદ**— (ઉપલો રાહ)

ફરીથી એવુંકામ નહી હું કરૂં, કરતો વગર મોતથી હુંએ મરૂં

એટલી બધી નથી મારામા કંઈ હામ, કોઈ દીવશ નહીકરૂં એવુંહું કા

રાજા—ફુલચંદ જા તનેપણ માફ કરૂં છું હવેપછી એમ નહીંકરીશ ફમ

ફુલચંદ—બહુસારૂ કીધુ સાહેબ આપનો બહોજ આભાર થયોછે.

એમ કહીને ફુલચંદ જાયછે

રાજા— નુરબખશ આમ આવ

નુરબખશ— આવી સાહેબ

રાજા— કેમ તારૂં કેમછે

નુરબખશ— આપની મરજીમાં આવે તેમ

રાજા— હુંતો તને કેદ કરૂં

નુરબખશ—ત્યારે તો હું ઝેર ખાઈને મરૂં (મુકુ

રાજા—જો તું મને બે લાખ રૂપીયા દંડ આપેતો તને હમણા છોડી

નુરબખશ— આપવાને તઈયારછું

રાજા— લાવ

નુરબખશ— ઘેરથી લાવી આપું

રાજા— તેમ નહીં તુંતો નાસીજાય

નુરબખશ— ના નહી નાસી જાઊં
રાજા— તારી ચાકરડીને મોકલ
નુરબખશ— હા. (નુરબખશ પોતાની ચાકરડીને રૂપીયા લેવા ઘેર મોકલેછે અને ચાકરડી રૂપીયા લઈને આવેછે
નુરબખશ— લેઓ સાહેબ રૂપીયા
રાજા— લાવ (રાજા રૂપીયા લેછે અને નુરબખશને રજા આપેછે)
**નુરબખશ**—(માંતાજી મને મેહેર કરી રજા આપોરે. એરાહ)

હું તો રાજા જાઊં છઊં, મારે ઘેરરે
ભુલ માફ કરજોરે, અરજ મારી કાને ધરજોરે;
હું તો મારે જાઊં, ફરી હું નહીં આઊં

## અંક ૬ થો

અમરસીંહ પોતાની ધણીયાણી ગુણ સુંદરી સાથે ઘણી મઝા ભોગવેછે અને ઘણી તરેહના સુખમાં દાહાડા ગુમાવેછે એટલામાં એક દીવસ બેઠા બેઠા બોલેછે; અહો મારી પ્યારી નુરબખશ તું કહાં ને હું કહાં અહો મારા કુનચંદ તું કહાં ને હું કહાં આપણી બ્રણેની શી ગતી થઈછે આપણે પાછા ક્યારે મળશું. જો, મળીએતો રાજા ગુસ્સે થાય માટે કાંઈ ઉપાય નથી કાંઈ નહીં રાજા ગુસ્સે થઈને રહી જસે. બનેને મળવાનો તો ખરોજ પછી જે બનેને રાજા બહુ કરસે તો દેશનીકાલ કાઢસે બીજું સું કરસે; મને મ્હારી નુરબખશ વગર ચાલતું નથી (એકદમ અમરસીંહ રડી પડેછે અને બોલેછે) અહો મારી પ્યારી નુરબખશ તારા વીજોગથી મારૂં સરીર બળી બળીને કાડું શુકાયુંછે અને શું કરવુ તે સુઝતુ નથી. તારૂં મકાન કહાં ને મારૂં મકાન કહાં મારો એક દીવશ જાયતે એક વર્શનો જાય આ રાંડ (ગુણસુંદરી) મારીસાથે સુખ ભોગવેછે અને તું કે જે, મ્હારી પ્યારી પ્રાણપ્રીયાછે તે દુઃખ ભોગવે! હું હવે તને કેવી રીતે મળું તેપણ કાંઈ સુઝતું નથી મારો જીવરોજ દુભાયા કરેછે મારૂં હૈયું આખું બળીને રાખ થઈ ગયુંછે મારો મેહેલ મને એક જંગલ જેવો લાગેછે અ

હોહો મારીપ્રાણ પ્રીયા મને જલદીથી મળ, મળ, મળ. પરમેશ્વર મને કેમ દુઃખ દેવા બેઠોછે. જ્યાંસુધી હું મારી નુરબખસને નહી મળુ ત્યાં સુધી આ મારો રાજ મેહુલ, મારો ઘોડો, મારાં સારા સારા લુગડાં બધું ફોકટછે. અહોહો મ્હારી પ્યારી મને જલદીથી મળ. (આટલું બોલતા બોલતા મુર્છા આયછે અને ધબદઇને નીચે પડેછે અવાજ ઘણોથયો તેથી એકદમ રાજા રાણી વીગેરે આવી પોંચ્યા અને એક કલાક પછી ઘણી મહેનત કરીને ઉઠાડયો)

## પ્રવેશ ૭મો

### અંક ૧લો

રાજા— કેમભાઇ શું થયું હતું. તું મુર્છા કેમ ખાઇ પડયો.
અમરસીંહ—બાપા કાંઇનહી મારૂં માથુ બહુ દુઃખતું હતુ તેથીકરીને
રાણી— દીકરા સાજો થા.
રાજા—થોડીવાર સુઇજા.

### અંક બીજો ૨

(રાજા તથા રાણીનો વાદ શીવાદ)

રાજા— જોયું તારા છોકરાનું મન હજુતો પેલી વેશીયામાંછે
રાણી— ના ના
રાજા— મુરછા ખાવાનું કારણ શું ત્યારે
રાણી—છોકરાની જાત કેવી નબળીછે મુર્છાખાય તેમાં નવાઈ શુંછે
રાજા— હા જરા જરા વારમાં તેવળી મુર્છા આવતા હસેવારૂ
રાણી— નહીં કે, ત્યારે (નહીં નેજો જસેતો તું છોકરો વનાનીથશે
રાજા—છોકરો ફાટયોછે માટે હવે તેને ઘરમાંથી બહારપણ જવાદેવો
રાણી— તેમાં હું છોકરા વીનાની કેમ થઇસ
રાજા— હું દેસનીકાલ દેવાનો તેમાં
રાણી—તેમ નહીં કરવું હ.
રાજા— હું મારૂં બોલેલું ફેરવતો નથી
રાણી— તો

રાજા— તો તો સું નહીંજ ફેરવું
રાણી— જો ફેરવ્યુ તો
રાજા— જો ફેરવું તો મહાદેવના સમ
(આટલી વાત કરીને રાજા, રાણી સઉ સઉના ઓરડામાં જાયછે.)

## અંક ત્રીજો ૩

(રાણી પોતે ઓરડામાં બેસીને એકલી બોલેછે)

છોકરાના બાપતો હવે બીજવાયા એમાતો કાંઈ શક નહીં અને છોકરો એવું કરસેતો રાજા દેશનીકાલ કરયાવીના રહેશે નહીં માટે હવેતો જેવી ઈશ્વરની મરજી રાજાનું કેવું પણ ખરૂંજ છે. છોકરાને પેલી ચંડાલણ યાદ આવવાથી મુર્છા આવીછે પણ હવે શું કરવું

(હવે રાણી પોતાનો છોકરો તે ચંડાળણને ત્યાં કદાપી જાય ત્યારે રાજા તેનાપર ગુસ્સે નહીં થાય માટે ઈસ્વરની સ્તુતી કરેછે.)

રાણી— (શ્રી જગતપતી એ રાહ) ભજો દેવ,
ઓ ઈસ્વર માહેરા તમોછો કૃપાળુ દેવ, મારાછોકરાની તમે મુકાવો સ
છોકરો એવું કામકરેતે બેરખાની કરજે; આટલી અરજ ગરીબની તું
કાનેરે ધરજે

અરે પરમેસ્વર તારાજેવું દુનીયાંમાં બીજું કોઈનથી તું જે કરસે તે ખરૂં મારે હવે કંઈ અ સરો લાગવાનો નથી માટે હવેતો જેવી તારી મરજી મારેતો હવે તારાશીવાય કોઈનો આધાર રહયો નથી દુનીયામાં કર્તા હર્તાતો તુંજછે. છોકરાના બાપતો ગુસ્સે થયાછે ને હવે ભોલવું કરસે એમ લાગતું નથી અનેતે બેલવુ ફેરવસે પણ નહીં માટે હવે મારી પ્રાર્થના માત્ર એટલીજ છેકે, તું મારા છોકરાને તે ચંડાળણની લતમાંથી છોડવ અને તેને ત્યાં જવાદેતો નહીં. (આટલી પ્રાર્થના કરી રાત પડવાથી, અને ચાકર જમવાને તેડવા આવવાથી જમવા જાયછે.)

## અંક ૪થો

અમરસીંહ વાજુ કરી આવ્યો અને પોતાના ઓરડામાં આવીને સુ

તો પણ મું દલ ઊંગ આવતીનથી કારણકે ભાઈનુ મનતો નુકશાનમાં હતુ તેથી એકદમ બીછાનામાંથી બેઠોથાયછે અને લુગડા પેહેરેછે (એટલામાં ગુણસુંદરી આવીને લુગડાં પકડેછે) અને કહેછે અહે! માગ પ્રાણ પતી તમે કયાં જાવછો તમારા પીતા બહુ ગુસ્સે થયાછે અને તમેજો જસોતો તમને દેસનીકાલ કાઢસે તોહું કે જે, એક અબળા જાતછું તે શું કરીસ માટે મારાપર દયાલાવીને જવાનુ માંડીવાળીને સંતુષ્ટ કરીને સુઇજાઓ

અમરસીંહ—ચાલ મને છોડીદે મને વધારે સતાવીશ નહીં હું તો જવાનોને જવાનોજ જો વધારે કરસેતો ખુબ માર મારીસ માટે હાડકાનો કાંઈ ખપ હોયતો મને જવાદે

ગુણસુંદરી— મારવુ હોયતો મારો પણ હું તો છોડવાની નહીં

(ગમે તેવીપણ સ્ત્રિ હઠ કહેવાય)

અમરસીંહ— હું ગયાવીના રેહેનાર નથી. માટે ભલમણસાઈથી મને છોડીદે ખાલી મને પજવેછે સું કામ મારો સ્વભાવ તું જાનેછેકે બહુ તામસીછે માટે બસ મને છોડીદે જો નહીં છોડશેતો તને નક્કી કરીશ કેમ સું વિચારછે. ચાલ મુક નહીંતો જો. (સોટી કાડયા

ગુણસુંદરી—જુવો (એટલામાંતો અમરસીંહે તેને પાંચ પચીસ ધબા રાણ્યા—અરે મને સું કામ મારોછો. મારો સું વાંકછે મારો વાંકહોયતો મને મારો વગર વાંકે મને ગરીબને શું કામ મારોછો.

અમરસીંહ—તું મને છોડતી કેમનથી ચાલ છોડ નહીંતો વળી ઉપરથી, (એમ કહીને) બીજા બે ચાર તમાચા મારીને કહ્યું કે લે લેતીજા બોલ હજુ કાંઈ જરાતરા જોઈએછે

(ગુણસુંદરી આંખરેમારખાઈને બેભાનપણામાં પોતાના ધણીના લુગડા છોડયા અને જમીનપર બેભાન પડીછે; અને પોતાના લુગડાનું પણ ભાનનથી. કલાક પછી અમસીંહ રાત્રે ૧૧ કલાકે ફુલચંદને ઘેર ગયો.

## અંક ૫ મો

ફુલચંદ ભર ઊંઘમાં પડયોછે ઘરમાં દીવોપણ નથી  અમરસીંહે વીચાર્યુંકે જો તેને બુમ પાડીને બોલાઉંતો ઘરમાંના સઘળા જાગી ઉઠશે માટે લાવની જરાબારણાતો જોઉં કદાપી ઉઘાડાં રહીગયા હોય એમ કરીને બારણા પાશે ગયો અને જરા અચમચાવ્યા એટલે તરત બારણા ઉઘડી ગયા અને તરતજ અમરસીંહ ફુલચંદના ઓરડામા ગયો અને તેને ઉઠાડયો ફુલચંદ જેવા અમરસીંહના શબ્દ સાંભળ્યા તે ઉપરથી તેને ઓલખ્યો અને ભેટી પડયો અને કહ્યુંકે કેમભાઈ આટલીરાતે તું કયાંથી. બોલભાઈ શું કામછે અમરસીંગ કહે ભાઈ લુગડા પેહેર બારણેચાલ હુંતને બધીવાત કહું. ફુલચનકહે તઈ આરહ્યો. ફુલચંદે બારણા બંધ કર્યાં અનેપછી બારણે ગયા અરેભાઈ મને સુરબખસ વગર ચાલતું નથી માટેચાલ આપણેઆજે તેને લ્યાવઈએ

ફુલચંદ—નારેભાઈ હવે એમ કેમ કરય રાજા જાણેતો મારીનખાવ્યા વગર રેસેનહી. (વાણીયાભાઈ કેની)

અંમરસીગ—જોતુ નહી આવ્યતો હું આપઘાત કરીસ

ફુલચંદ— ત્યારે ચાલ ભાઈ તારાં કરતાં મારો જીવ મને કાંઈ વાહલો નથી

અમરસીંહ અને ફુલચંદ બેઉ વેસીઆને ઘેર ગયા વેસીઆનું બારણું ઠોકયું એટલે તરતજ વેસીઆએ બારણું ઉઘાડયું અને જોયું તો બેઉ પ્યારાને દીઠાં તરતજ ઉપર તેડી ગઈ અને ભેટીપડી

અમરસીંહ— અહો મારી પ્યારામાં પ્યારી પ્રાણપ્રિયા તારા વગર તો હું ગાંડોજ બનીગયો હતો જો.

સુરબખશ— તમારા વગર મારો સઘળો સણગાર પણ પેહેરતી નહોતી ચલાવ આજેતો સજ્જું [એમ કહી તરતજ પોતાનો સણગાર સ-

અમરસીંહ—અહો કેવી શોભાયમાન દેખાયછે (જો)

સુરબખશ— તમારા જેવી

અમરસીંહ— ચાલ જરા ગાયનતો ચલાવ

(નુરઅખઅ ગાયણુ ગાયછે)

ગજલ

આપના જેવી ખુબસુરતી મેં નથી કોઇની જોઈ
નથી કોઇની જોઇ ભલા નથી કોઇની જોઇ
તમને જોઈને આજેહું મારા મનમાં ઘણી મોહી
આપને જોઇને ખુશીતો હું ઘણીરે થઇ
મારા દુઃખ સઘળા આજે હું તમને જોઈને ભુલીગઇ

હેવીરીતે ઘણી ગમત ત્યા સઘળા મોજ શોખ કરી ફુલચંદ તથા અમરસીંહ બેઉ ગયા રાત્રે ૩ વાગ્યાહતા ચોકીદારો રાત્રે ફરતાહતા તેઓએ તેમને જોયા રાત ઘણી અંધારીહતી માટે તેઓ અમરસીંહને ઓળખી શકયા નહીં અને તેથી તેને પકડી લીધા અને પેહેરામાં રાખ્યા થોડીવાર થઈ અને ચોકીદારો તેઓને રાજાપાસે લઇગયા

## અંક ૬ઠો.

પેરેદારે અમરસીંહ તથાફુલચંદને રાજા પાસેલાવી હાજર કીધા

રાજા— કેમ અમરસીંહ તું ક્યાથી એઓના હાથમાં આવ્યો

અમરસીંહ— રાત્રે ફરવા ગયો હતો ત્યાંથી

રાજા— ચાલ સાચ સાચું બોલીદે

અમરસીંહ— સાચેસાચુંજ બોલું છું

રાજા— ફુલચંદ, આમઆવ, રાત્રે ક્યાંહતા

ફુલચંદ—સાહેબ ફરવા ગયા હતા (હમણા ઉડાડું છું.

રાજા—(તલવાર મ્યાનમાંથી કાંઢીને કહેછે આવ તૈયારથા તારું ડોકું

ફુલચંદ—(વાણીયાભાઇ પોચાતો ખરા અને વળી કાછડીના ઢીલા તેથી બોલ્યો) સાહેબ મારસો નહીં અમે નુરઅખશને ત્યાં ગયા હતા

રાજા— અમરસીંહ કેમ જુઠું બોલ્યો

અમરસીંહ— સાહેબ

રાજા— કોઇ હાજર છે કે

જમાલખાં— હા સાહેબ

રાજા— જા એના દેશવટાના લુગડા લઈ આવ

જમાલખાં મેહેલમાં ગયો અને જ્યાં સાસુ વહુ (રૂપશુંદરી તથા ગુણસુંદરી) બેઉ જ્યાં બેઠાહતા ત્યાં જઈને કહેવા લાગ્યો) બહુજ દલગીરછું કે રાજા સાહેબ કુંવરના ઉપર બહુજ ધુસ્સે થયાછે માટે દેશવટાના લુગડા માગેછે (આ સાંભળી ગુણશુંદરી તથા રૂપસુંદરી એકદમ વીલાપ કરવા મંડીગયા)

(ગુણસુંદરી વીલાપ કરેછે)

લલીત છંદ

અરર ઇશ્વરહું શું જરે કરૂં, એગજો મલે તો ખાઇને મરૂં.
મારા દીવસ સઘળા, શીરીતે જશે, મારી ગરીબની સું દશા થશે
રાત્રે મેં કહ્યુ, તે મનમા ન ધર્યું મારી વહુ મને, મનમાં અજુને કર્યું
ઇશ્વર તું મને, દુઃખરે દેવાતે બેઠોછે અરે:મારે અવતારહવે પડીગયો
માટે ઓઇશ્વરતું,કંઈ સહાયરે; મારી દુઃખીયારીના દુઃખ જાયરે.
પ્રતીતીના હવે હું શું જરે કરૂં; કુવામાપડી હું જરે મરૂં.

રૂપસુંદરી— (પ્રભુ કેમ કરૂં—એરાગ)

માગ કુંવર જાએપરદેસ, હવેસું કરીસ;
આ દુનીય માં જીવવા કરતા ઝેર ખાઇને હું મરીસ.
માટે પરમેશ્વરતું જાતે મેહેર કર
મારી અર્જ ગરીબની કાંઇક કાને તું તારે ધર.

આ વીલાપ કરેછે એટલામાં બીજો શીપાઈ આવ્યો અને કહેવા લાગ્યો કેમ કેટલીવાર, રાજા ઉતાવળ કરેછે જલદી લાવ
ગુણસુંદરી-રૂપસુંદરી ઉઠયા અને લુગડા આપ્યા, ચાકર લુગડા લઇને રાજાને આપેછે

## અંક ૭મો

રાજા—ચાલ અમરસીંહ લુગડા જલદીથી પેહેર
અમરસીંહ— હા સાહેબ પેહેરં છું
રાજા— કેટલી વાર

અમરસીંહ લુઘડા પેહેરેછે એટલામાં રૂપસુંદરી રાજ સભામાં આવીને કહેવાં લાગી] રાજાજી આટલી વખત એનો ઘુનો માફ કરો પરમેશ્વર પણ એકવખત માફ કરેછે તો તમારેતો બેવખત કરવો જોઈએ અહો મારા પ્રાણનાથ માફકરો મારા ગરીબની અરજ સાંભળો એકનોએક છોકરો કેમ ખુવોછો પાછળ ગાદીએ કોણ બેસસે. રાજાજી જરાતો દયા કરો અને છોકરાંને છોડો

રાજા—ચાલ ગડબડ નહીં કર મારૂં બોલેલું કોઈપણ દહાડો ફેરવતા નથી મેં સમજ્યા છે બસ તારૂ બોલવાનું બંધકર અને મેહેલમાં જા

રાણી—મારે જરા કહેવાનુંછે, રજા આપોછો

રાજા— હા સુખેથી બોલ

રાણી—અમરસીંહને પોતાના ઓરડામાં જવાની એક અડધા કલાકની રજા આપો

રાજા—અમરસીંહ તારે કોઈને મળવું હોયતો મળ

રાજાએ તરતજ ફુલચંદને અને નુરબખશને જન્મ કેદકીધા

અમરસીંહ પોતાના ઓરડામાં દાખલ થાયછેકે પોતાની ઓરતની લાપ કરેછે અમરસીંહ એકદમ જાયછે અને બેઠી પડેછે અને કહેછે અહો મારી પ્રાણ પ્રીયા તારૂં કહેલું મેં નહીં માન્યું હું તરથી ઊઠ ટો ચાલ્યો એટલું મને નડયું આગાગ એ રંડા, આમારૂં રાજ એ સઘળું કોણ ભોગવસે તું તારા દીવસ કેવીરીતે ગાળસે. તું સુખચેન અને સારી રાગી વાતો કોની સાથે કરશે મેં તારૂ નહી માન્યું તેને માટેહું માફ માગુછું. અહો મારી પરમ પ્રિયા તું શું કરશે એક ઘડી પછી તારો મેહેલ કેવો ઝાંખો પડીજશે મારાજેવો બેવકુફ આ જગતમાંસ દુનીયામાં કોઈપણ નહીં હોય મને માફકરજે તારા સુંદર લુઘડા કોણ પેહેરશે. અહો મારી સુંદર પ્રીયા હાય, હાય પરમેશ્વર (એટલું બોલતા બોલતા ધબ દઈને જમીનપર પડયો)

ગુણસુંદરી—મ્હારા પ્યારા પતી, ઉઠો જલદી કરો નશીબમા લખેલું મટવાનું નથી એમ કહી પાસેના કુવામાંથી પાણી છાંટયું થોડીવાર પછી

સુદ્દીમા આવયો અને છેલ્લી કોટી કરેછે અને રડતો જાયછે મો હોમાથી શબ્દ પણ નીકલતો નથી શું કરે, એટલામાં માણસ બો લાવવા આવ્યા ચાલો ઘોડો ઉભો રેહેતો નથી વખત છેક નજી ક આવ્યોછે. ચાકર પણ રડેછે ત્રણે સાથે રડેછે

અમરસીંહ— જા (જાઉં છઉં)

ગુણસુંદરી— હાજી- હાજાઓ

અમરશીહ ત્યાંથી નીકળી પોતાની માના ઓરડામં જાયછે માને દીકરો બહુરડેછે પછી આખરે માએ રજા આપી. અમર સીંહ ઘોડા ઉપર સ્વાર થાયછે અને ગામ છોડી જાયછે ગામ-ના સઘળા લોક રડા પીટ કરી રહ્યાછે

જંગલ

## પ્રવેશ ૪થો

## અંક ૧લો

અમરસીંહ પોતાના ઘોડાંને ચરતો મુકી આમ તેમ ફરેછે અને નીચલું ગાયન ગાયછે

(સરારીરે એમરાહુ)

કહાં મારૂંઘર, કહાં મારીમાત; હું કહાંને કહાં મારા તાત.
કહાં મારી પ્યારી, કાં મારૂંગામ; અહાં આવ્યોછું છોડીને ત-
મારી પ્યારી સું કરતી હસે; હજુ બહુતે રડ્યા કરતી હશે. (મામ
અરે ઈશ હવેહું ક્યાંરે ફરૂં; બેહેતરછેકે ઝેર ખાઈને મરૂં.

આ ગાયન ગાઈ રહયો અને ઘોડાના ઉપર સામન નાખીને રસ્તો પકડયો; એક રાત અને એક દીવસ સુધી ઘોડો ચલવ્યો ભુખ લાગી, તરસ્યો થયો પણ કંઈ ગામ નજરે પડતું નથી હ જુ વધારે અગાડી ચાલ્યો એટલે એક ગામ આવ્યુ ગામમા ગ-યો. કોઈને ઓળખતો પણ નથી તેથી કરીને પાસે જેકંઈ હતુ તેમાથી થોડું ખાવાનું અને ઘાસ વીગેરે વેચાતું લીધુ અને ઘ

રમ શાળામાં પડી રહ્યો રાત્રી થઈછે તેથી ભર ઊંઘમાં પડયોછે એટલામાં કાંઈ ખખડાટ થવાથી એકદમ જાગી ઉઠયો અને જુવેછેતો બે જોગણી ખાઉ ખાઉં કરતી તેનીપાસે આવતી જોઈ બહુજ બીધો પણ શું કરે ? રાજાનો છોકરોતો ખરો તે એકદમ બેઠો થયો અને તેને પુછવા લાગ્યો કે કલ્યાઓ તમે આટલી રાતે કયાંથી આવી. જાઓ અહીંયાથી નહીંતો હમણા પકડીને ઉભીને ઉભી ચીરી નાંખીશ.

જોગણીઓ—જા જા, મનુષ્ય! વાઘની અગાડી બકરૂં તે સું હીસાબ ખાલી જોર સાને કરેછે તારૂં મોત આવ્યુછે. પરમેશ્વરને ભજસે તો ઠેકાણે પડસે, તેમાથી એકે કહ્યું ચાલ આવ સું જુએછે ગટ કરી જઈએ

બીજી—ના આતો કોઈ પરદેશીછે એને ખાવાથી આપણું પેટ નહીં ભરાય, આપણે પરમેશ્વરના ધુનેગાર થઈશું, નગ્ર બહુમોટૂં છે ચાલ ઉઠ

પેહેલી —નાના આવો ખુબસુરત કોણ જડવાનોછે હુંતો એને ખાધા વગર આવવાની નથી

બીજી— તારે ખાવુ હોયતો ખા હુંતો એને ખાવાની નથી એતો કોઈ મહા બાહાદુર જણાયછે

પેહેલી—ચાલ ત્યારે તું ઉભીરહે એમ કહીને એકદમ રાજાના છોકરાને પકડીને જેવું ડાકુ મારવા જાયછે એટલામાં અમરસીંહે તેને ચોટલામાંથી પકડીને નીચે ધબ દઈને નાખી અને કહ્યું આવ મને ખા

પેહેલી—ના ભાઈ નહીં ખાઊં મને છોડાદે

અમરસીંહ- હુંતો મને મારીનાખે હવેકેમ છોડું (તે આપુ

પેહેલી-જોમારૂંતો પરમેસ્વરના સમ, અને માગ માગ જેમાગે

અમરસીંહ—હું જ્યારે તને બોલાવું ત્યારે આવવું કબુલ છે.
તેપરથા—હા. (તરતજ અમરસીંહે તેને છોડી દીધી
બીજી—કેમ સુંદરનો સ્વાદ ચાખ્યો
પેહેલી—મેં તારૂં કહ્યું નહીં માન્યું તેટલી હું ખરાબ થઇ
સહવારનું પોહોર થયું. અમરસીંહ ઊઠયો દાતણ પણ કીધું અને
દશ વાગતે તે ગામના રાજાની કચેરીમાં ગયો

પ્રવેશ ૫ મો

## અંક ૧ લો

તારામતી નગરી— ચંપકસેન રાજા— ફુલવંતી છોકરી—દેવાંભટ રથવા
યો— કામસેન પ્રધાન

રાજા દરબાર ભરીને બેઠા છે

રાજા—પ્રધાનજી આપણી નગરી હાલ કેવી હાલતમાં છે
પ્રધાન— રાજાજી, સૌ સુખ ચેનમાં છે
રાજા—આપણે અહીંયા એક જગ્યા ખાલી છે
પ્રધાન—સાની સાહેબ
રાજા—જે કામ કોઇથી પણ નહીં થાય એવું એક માણસ પણ જો
પ્રધાન—શાહેબ હમો કેવા છઇએ [ઇએ છે
રાજા—એવા એવા કામ આવી પડે છે કે તમારાથી પણ નહીં થાય.
પ્રધાન—ઠીક ત્યારે રાખજો (આ વાત ચીત થાય છે એટલામાં
અમરસીંહ પ્રવેશ કરે છે, રાજાને સલામ કરીને ઉભો રહે છે
રાજા— આવોભાઈ કહાં રેહેવું
અમરસીંહ— સાહેબ આ પાસેના ગામમાં રહું છું
રાજા— હાં, પોતાનું પધારવું કેમ થયું

અમરસીંહ— નોકરીને વાસ્તે

રાજા—હમારે ત્યાં એક જગ્યાછે તે એવી છેકે જેકામ કોઇથી નહી બને તેવું હોય તે તમારે કરવું; કેમ કરશો

અમરસીંહ— હા.

રાજા—પગાર શું લેસો

અમરસીંહ— એક મહીનાના એક હજાર રૂપીયા

રાજા— કબુલ, કાલથી કચેરીમાં આવજો ૭

સભા દરખાસ્ત થાયછે

## અંક ૨ જો.

રાજા બેઠાછે

બીજે દીવશે અમરસીંહ કચેરીમાં આવ્યો. કચેરી ભરાયલી છે; એવામા એક સીપાઇ દોડતો આવ્યો અને કહેવા લાગ્યો કે સાહેબ આપના નગ્રમાં એક સીંહ આવ્યોછે તેણે ૧૫ માણસને મારી નાખ્યા, માટે તેનોઉપાય કંઈ કરવો જોઇએ

રાજા— અમરસીંહ, શું વીચારછે

અમરસીંહ—સાહેબ ચાલ્યો એમ કહીને અમરસીંહ ઉઠયો અને ઉઠતી વેળાએ કહ્યુંકે એકાદ બંદુક હોયતો આપો

રાજાએ બંદુક આપી. અમરસીંહ બંદુક લઇને જયાં સીંહ હતો ત્યાં ગયો અને એક ઝાડપર ચડી ગયો ને સીંહને જોયો. જેવો સીંહે અમરસીંહને ઝાડપર જોયો તેવોજ સીંહ ફાળ મારતો ઝાડ પાસે આવ્યો, અમરસીંહે ઉપરથી તરતજ બંદુક મારી અને સીંહને મરયાની મડક ફેકડાવી નાખ્યો આ વાત આખા નગરમાં પસરી ને બધે અમરસીહની વાત ચાલી રહી

## અમરસીંહનુ કચેરીમાં આવવું

રાજા— અમરસીહજી, સીંહ માર્યોકે [અપરા

અમરસીંહ— હા, આપના તેમજ પરમેશ્વરના પ્રતાપથી માર્યોતો

રાજા—આ ખુશખબરીના ઈનામમાં હું તમને મારી છોકરી પરણાવીશ. રાજાએ લગનનો દીવશ ઠેરવ્યો રાજાએ આખા શેહેરને શણગાર્યું સેહેરના કોટપર ભાત ભાતના ચીત્ર ચીત્રાવ્યાછે દીવાઓની સામગ્રી કરાવી ઠામે ઠામ લીલા લેહેર થઇ રહીછે. કાંઈ કેહેવાની વાત રહી નથી મોહોલમાં પાંચ દીવશ અગાઉથીજ ગાયન ચાલી રહ્યુંછે એવી એવી રીતની ગડબડાટ થઇ રહીછે અમરસીંહને ઉમંગ માતો નથી લગનનો દીવશ આવ્યો. રાત્રે વરઘોડો નીકળ્યો બત્રીસે રાગના વાજાં વગેર સઘળું ત્યાં વાગી રહ્યુંહતું વરઘોડો મંડપમાં ગયો, અમરસીહ પરણી ઉઠયો અને રાજમોહોલમાં ગયો અને સુખ ચેનમાં દીવશ ગુજારવા લાગ્યો

## અંક ૩ જો.

પ્રધાન—અલ્યા ઘેલાભટ અમરશીહનું કામતો ફાટયુંજો

ઘેલાભટ— હા ફાટયુંતો દેખું

પ્રધાન— કાંઇ એવો ઉપાય કર કે જેથી અમરસીંહનું મરણ થાય

ઘેલાભટ— હા, એ કામ આપણું

પ્રધાન— તું સું કરસે

ઘેલાભટ— શુંસું કરશે રસોઈયા આપણે છઇએ કેની, વછીઆ પૂછશાનું ઝેર લાવીશ અને દાળમાં લાખી મુકીસ ભાઇ ખાસે એટલે પતી રહેસે પણ પ્રધાન સાહેબ એમ કરવાથી ફાએદાસું

પ્રધાન—રાજ મને મળસે કારણકે રાજાને છોકરોનથી અને બચ

રે હું રાજા થઇસ ત્યારે તને પ્રધાન બનાવીસ ઠીક કે નહી

ઘેલાભટ— વાહવા ત્યારેતો લાગ અબ્યોજો ભાઈ અપણેતો પ્રધાન થવાના રે પ્રધાન

પ્રધાન— But what will you do when (બટ વોટ વીલ યુ ડુ વેન ) તમે will be (વીલ બી ) પ્રધાન

ઘેલાભટ—I will act according to my (આઇ વીલ એક્ટ એકૉરડીંગ ટુ માઇ ) મરજી (મરજી

પ્રધાન— What do you mean by (વોટ ડુ યુ મીન બાઇ)-

ઘેલાભટ— I will (આઇ વીલ માગીશ all (ઑલ)માણુસ who will (હુ વીલ) દુઃખ દેશે me (મી)

પ્રધાન— Still you are not)પ્રધાન & you do this(એન્ડ યુ ડુ ધીસ) ગડબડ અગાઊથી

ઘેલાભટ—આજ જાણ્યું તનેઓ અંગ્રેજી આવડેછે ને મનેઓઆવડેછે પણ મારવુ એતો નક્કી કેની

પ્રધાન— હા

## અંક ૪થો

ઘેલાભટ— અમરસીંહજી, જમવા ચાલો

અમરસીંહ—હા, આ, આવ્યો

ઘેલાભટ—પીરસુંજો

અમરસીંહ — હા

અમરસીંહ જમવા બેઠા અને જેવા કોળીયો મોમા ઘાલ્યો તેવુ કાંઇ કડવુ લાગ્યું તરતજ કોળીયો થુકી નાખ્યો અને દાળનો પ્યાલો રાજા આગળ જઇને મુક્યો

અમરસીંહ—રાજાજી જ્યારે મેં આ દાળ ખાધી ત્યારે મને તરત જ કડવી લાગી માટે ડાકટરને બોલાવો

રાજા—સીપાઈ છેકે

કમાલખાં— હા શાબ હાજરહું

રાજા— જા ડાકટરને બોલાવી આવ (ડાકટર આવ્યા)

રાજા—ડાકટર સાહેબ well come good morning (વેલ કમ ગુડ મોરનીંગ)

ડાકટર—કેમ સાહેબ કાંઈ હુકમ

રાજા— જુવો આ દાળમાં સું છે

દાકટરની પાશે કાંઈ સાંચો હતો તેમાં પેલી દાળ રેડી એટલે ઝેર ઉપર ચઢી આવ્યું તે જોઈ કહ્યું સાહેબ ઝેરછે

રાજા—; ઘેલાભટ

ઘેલાભટ— બોલો સાહેબ

રાજા— આ ઝેર કોણે નાંખ્યું

ઘેલાભટ— સાહેબ

રાજા—સાહેબ સાહેબ નહીં કર માનશેતો છોડીદઈસ, નહીતો જો ઘકે આ તલવાર ઘેલાભટ— ધ્રુજતો ધ્રુજતો) સાહેબ પ્રધાને મને આપેલું તે મેં લાખેલું

રાજા—જાવ શીપાઈ પ્રધાનને બોલાવો (પ્રધાન આવ્યો)

પ્રધાન— સાહેબજી

રાજા-- ઝેર તમે આપેલુંકે

પ્રધાન— હા સાહેબ મારી ભુલથઈ માફ કરો

રાજા— કોઈ છે કે

હજરત— હા સાહેબ છું
રાજા— કોટવાલકું બોલાવ
હજરત— અચ્છુ સરકાર (કોટવાલ આવેછે)

રાજા— શુળી તઇયાર કરાવો ને પ્રધાનને અને ધેનાભટને શુળીદે
કોટવાલ— હા સાહેબ( શુળી તઇયાર થઇ. પ્રધાંન અને ધેનાભટ ને શુળી દીધી ) (માટે જુવો અદેખાઇ કરે તેના આ હાલ થાય માટે કોઇએ અદેખાઇ કરવી નહીં નશીબમા હોય તેટલુંજ મળે) બે ત્રણ મહીને રાજા મરણ પામ્યો અને અમરસીંહ ગાદીએ બેઠો અમરસીંહને છોકરો થયો હતો તેપણ મોટો હતો; તેને રાજ્ય ગાદી આપી અમરસીંહ મોટી સેના સાથે પોતાનેદેશ આવ્યો એટલે તેનો બાપ રૂપસીંહ જે રાજાહતો તેને ખબર થઇકે કોઇ મોટા રાજા ચડી આવ્યાછે. છાતી ધપકવા લાગી બાપ પગે પડતો સામે ગયો પણ અમર સીંહ ઘોડા ઉપરથી ઉતર્યો અને તેને પગે પડયો અને કહ્યુકે હુંતો આપનો છોકરો છું, રાજાને હર્ષ માય નહી રાજમોલમાં ગયા ગુણસુંદરી અને કુનવંતી સહીયેર થયા, અને દુ:ખ સઘળાં ગયા નગ્રમા એક મહીના સુધી દીવાળી થઇરહી આખા ગામમા લીલા લહેર થઇ રહી અમરસીંહે પોતાના છોકરાને બોલાવ્યો અને તેનુ નામ ત્યાર પછી ગુણસુંદર આપ્યું અને બેઉ રાજાને જોડા દીધા અને ખાઈપીને મજા ભોગવવા લાગ્યા.

**સમાપ્ત.**



વેલાતીનો.

# દરાજનો TRADE MARK. B. J. VELATI મલમ.

**ઘણોંજ ઉપયોગી અને કીમતી બનાવટનો**

મેં વાપડીયાછે! અને તેનાં ફાયદાભરેલા પરીણાંમથી હું ખુશી થયોછું. **ડાકટર** કેખુશરો આર દીવેચા,

એલ, એમ, એ. એલ, આર, સી, એસ. એલ, એમ.

---

સું તમોને દરાજથયાછે? તો ભલા માંણસ વેલાતીનો દરાજનો મલમ વાપડોની **ચાર આંનામાં મળશે.**

સેઠ દુર રહો મોહડું વાસ મારેછે. વેલાતીનું દાંતનુ મંજન વાપડો પછી સાંમણે આવો. કી૦રૂ૦૧

---

કોલેરા પાઉડર કીંમત રૂ૦૧।– કફ કીલર કીં. રૂ૦૧

ડો૦ બે૦મોતીવાલાની ખાંસીની ગોળી કીંમત છઆના

ફીયુરર કીંમત રૂ૦૧

